॥ श्री गणेशाय नमः ॥

શ્રી મનોરંજક નાટક સમાજ

# માલતી-માધવ

નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

રચનાર

કવિ ચિત્રકાર,
ફુલચંદ ઝવેરચંદ શાહ, (નડીઆદ)

પ્રકાશક,
પ્યારેલાલ વિઠ્ઠલરાય મ્હેતા
હાલ મુકામ:--સુર્યપ્રકાશ થીએટર, સુરત.
વિક્રમાર્ક ૧૯૭૮.) (ઇ. સ. ૧૯૨૨.
આવૃત્તિ પાંચમી પ્રત ૩૦૦૦.

મૂલ્ય ચાર આના.

નામું રજીસ્ટર્ડ કરાવી પ્રસ્તુત નાટકના સર્વ અધિકારો
**"શ્રી મનોરંજક નાટક સમાજ"** ના માલીકે પોતાને
સ્વાધીન રાખ્યા છે, માટે તેમની અનુમતિ વિના
કોઇએ આ નાટક છપાવવું કિંવા ભજવવું નહિ.



સુરત, ભાગાતળાવ રોડપર આવેલા
ધી "ઇન્ડીઆ" પ્રિન્ટીંગ પ્રેસમાં **કંચનલાલ ચુનીલાલે** છાપી.

## ॥ सत्यं परं धिमही ॥

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम ॥
यत्कृपा तमहं वंदे परमानंद माधवम ॥



આપ્રણ જગવિખ્યાત મહા પ્રકરણ કવિવર ભવભૂતિ તણું,
બ્રહ્મનિષ્ઠ મણિ એ ભાષાંતર કીધેલું તાદશ ઘણું,
અવતારી અવતાર અંક શૃંગાર પ્રેમ ઉરમાંહિ ભરે:
ચિત્રકાર તે નાટકરૂપે શિષ્ટ જનો શત્રૂપ ધરે.



# માલતી-માધવ નાટકનાં પાત્રો.

---

**માધવ**—દેવરાતનો પુત્ર, માલતીનો થનાર પતિ.

**મકરંદ**—માધવનો મિત્ર, અને મદયન્તિકાનો થનાર પતિ.

**કલહંસક**—માધવનો અનુચર.

**માલતી**—ભૂરીવસુની પુત્રી અને માધવની થનાર પત્નિ.

**કામંદકી**— બૌદ્ધમતની વૃદ્ધ પરિવ્રાજિકા.

**લવંગિકા**—માલતીની સખી

**મદયન્તિકા**—માલતીની સખી. મકરંદની પ્રિયા અને નંદનની બ્હેન.

**અવલોકિતા** }
**બુદ્ધરક્ષિતા** } કામંદકીની શિષ્યાઓ.

**મંદારિકા**—બૌદ્ધ મઠમાંની દાસી.

**સૌદામિની**—કામંદકીની શિષ્યા.

**કપાલકુંડલા**—અઘોરઘંટની શિષ્યા અને માલતીને હરી જનાર.

**અઘોરઘંટ**— કાપાલિક માલતીને મારી નાખવાનો પ્રયત્ન કરનાર.

**ભૂરિવસુ**—માલતીનો પિતા, પદ્માવતીના રાજાનો મંત્રી.

**ભદ્રા**—એની સ્ત્રી, માલતીની માતા.

**નંદન**—પદ્મપુરના રાજાનો નર્મસચીવ, મદયન્તિકાનો ભાઈ, માલતીને પરણવાની ઇચ્છા રાખનાર.

**રાજા**—પદ્મપુરનો.

યોદ્ધા, પ્રતિહાર વગેરે.

શ્રી ગણેશાય નમઃ

# માલતી-માધવ

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

---

### મંગળાચરણ અને વસ્તુસૂચન.

### અંક ૧ લો.

**પ્રવેશ ૧**— પદ્મપુરના પ્રધાન ભૂરીવસુની પુત્રી માલતીનું હાથણી ઉપર આરૂઢ થઈ પોતાની સહચરીઓ સાથે કામદેવના પુજનાર્થે આગમન—ન્યાય શાસ્ત્રના અભ્યાસ માટે પદ્મપુરના આશ્રમસ્થાનમાં આવી રહેલા કુંડીનપુરના પ્રધાન દેવરાતના પુત્ર માધવનું નિત્ય નિયમ પ્રમાણે મદનોદ્યાનમાં પુષ્પ વીણવા માટે આવવું થતાં બંનેનો ચક્ષુસમ જોઈ સખીઓ અંગવિનોદ—નાયક નાયકનું પ્રથમ દર્શન—વિયોગ પાછળ રહેલી માલતીની સખી લવંગિકા સાથે પ્રેમની નિશાની તરીકે બોરસળીના પુષ્પની માળા માલતીને પહોંચાડવી.

**પ્રવેશ ૨**—આશ્રમસ્થાનમાં ભજનકીર્તન—માલતીના રૂપથી ઘેલા બનેલા રાજાના નર્મસચીવ નંદનની ઇચ્છા—આશ્રમની વૃદ્ધ પરિવ્રાજિકા કામંદકીની માધવ તથા માલતીના પાણીગ્રહણની ચિંતા માલતીને પરણવાને માટે ફાંફાં મારતા વૃદ્ધ નંદનના દુષ્ટ વિચારો.

**પ્રવેશ ૩**—વિહારવટિકાના એકાંત ભાગમાં માલતીના વિરહથી દુઃખી થતા માધવને મકરંદનો મેળાપ—માલતીએ દોરેલા માધવના

ચિત્રનું માધવના અનુચર કલહંસકદ્વારા દર્શન--તેજ ચિત્રપાટીમાં માલતીનું ચિત્ર કાઢવાની મકરંદની સુચના-કલહંસકને મંદારિકાનો નંદનનાં દુષ્ટ વિચારો સંબંધી વાતાં વિનોદ.

**પ્રવેશ ૪**—પ્રધાનના ભુવનમાં માલતી તથા તેની સખીઓનો આનંદોત્સવ–માધવે મોકલાવેલી બકુલાવલિને વધાવી લેતાં તથા માધવના ચિત્ર સાથે પોતાનું ચિત્રજોતાં પ્રેમઘેલી થએલી માલતીનો માનસિક વિહાર.

**પ્રવેશ ૫**—માલતીને પરણવા માટે તત્પર થઈ રહેલા વૃદ્ધ સચીવ નંદનનો જુવાન બનવવાનો પ્રયત્ન, માધવના અનુચર કલહંસકની ચતુરાઇથી કપટીનું મ્હોં કાળુ થવું નંદનવરને નિરખવા આવેલી નગ્રની નારીઓનો સંસાર ચિતાર.

**પ્રવેશ ૬**—ચંડિકાના ભોગ માટે કુમારીકાની શોધમાં ફરતાં કાપાલીક અધોરઘંટ તથા તેની શિષ્યા કપાલકુંડલાની માલતીને ઉપાડી લાવવાની યોજના–જનસ્માજપર પરોપકાર કરનારી સીદ્ધિવાળી સૌદામીનીનો દુષ્ટકર્મ કરી કેવળ સ્વાર્થને માટે સિદ્ધિ પ્રાપ્ત કરનાર કપાલકુંડલા સાથે સંવાદ.

**પ્રવેશ ૭**—શંકરના મંદિર પાસેના કુસુમાકરોદ્યાનમાં પુષ્પ વીણવા માટે આવેલા માલતીનો માધવનો પુનઃ મેળાપ–વાઘની બુમ થતાં ત્રાસથી નાસાનાસ કરતી માલતીની સખીઓને ધીરજ આપતા મકરંદનું મદયન્તિકાને બચાવવું–આ તકનો લાભ લઇ અઘોરઘંટનું એકદમ આવી માલતીને ઉપાડી આકાશ માર્ગે ચાલ્યા જવું.

ટેબ્લો.

# અંક ૨ જો.

**પ્રવેશ ૧**—માલતીના વિરહથી વ્યાકુળ થયેલા માધવનું શ્મશાનમાં ભુતપ્રેતાદિને પ્રસન્ન કરવા માટે ભટકવું-ચંડિકાના ભોગ માટે અઘોરઘંટે ઉદ્યાનમાંથી ઉપાડી આણેલી માલતીનો રૂદનાલાપ સાંભળી માધવનું તે તરફ જવું.

**પ્રવેશ ૨**—ચામુંડાના મંદિરમાં માલતીનો ભોગ આપવાની તૈયારી-માધવનું એકાએક આવી પહોંચવું-અઘોરઘંટને મારી માલતીનું રક્ષણ કરવું-સ્ત્રીહત્યાના ભયથી કપાલકુંડલાને જીવિતદાન-મૃત્યુના મુખમાંથી બચેલી માલતી તથા પ્રિયાના વિરહથી વ્યાકુળ બનેલા માધવના હૃદયની વિચિત્ર દશા !

**પ્રવેશ ૩**—માલતીની માતા ભદ્રાની ભૂરિવસુને પુત્રીના હિત માટે પ્રાર્થના, કાપાલિકના હાથમાંથી માધવે છોડાવેલી માલતીને લઈ કામંદકીનું આવવું-વૃદ્ધ નંદનની સાથે પોતાનું પાણિગ્રહણ થવાના સમાચાર સાંભળી માલતીનું આક્રંદ.

**પ્રવેશ ૪**—માલતીનું નંદનની સાથે પાણીગ્રહણ થતાં પહેલાં માધવનો મેળાપ કરાવી નંદનની યોજનાને નિષ્ફળ કરવાનો કામંદકીનો સંકેત-કલહંસક અને મંદારિકાની દઢતા.

**પ્રવેશ ૫**—નગરદેવીના મંદિરમાં સંકેત પ્રમાણે ગુપ્ત રીતે સંતાયેલા માધવ-મકરંદનું આગમન-માધવને પરણવાની દ્રઢ પ્રતિજ્ઞાવાળી માલતીનું મરવા તૈયાર થવું-માલતીના હૃદયનો શુદ્ધ પ્રેમ જાણી માધવનું પ્રકટ થવું-બંનેના ગાંધર્વ લગ્ન-માલતીને બદલે મકરંદે સ્ત્રીનાં લુગડાં પહેરી નંદનની સાથે પરણવા જવું.

**પ્રવેશ ૬**—નંદનના ઘરમાં માલતીરૂપે મકરંદ નવી વહુના રિસામણાં–રીસાયલાં ભામીને મનાવવા મદયન્તિકાનું આવવું–માલતીને બદલે મકરંદને જોતાં કામવશ થઈ ત્યાંથી ચાલી નીકળવું.

**પ્રવેશ ૭**—મંદારિકા તથા કલહંસકના લગ્ન સંબંધીના કોલ-કરાર–મકરંદ તથા મદયન્તિકાનો મેળાપ થતાં કરારના અંત–મદયન્તિકાનું હરણ કરી નાશી જનાર મકરંદને પકડવા માટે સિપાઈ-ઓનું તુટી પડવું–મદયન્તિકાને કલહંસક સાથે આશ્રમમાં મોકલી પોતે યુદ્ધમાં ઝંપલાવવું.

**પ્રવેશ ૮**—માધવના નિવાસસ્થાનમાં માલતી પતીપત્ની તથા સખીઓની માર્મિક ગોષ્ટી-મકરંદના યુદ્ધમાં ચઢયાના સમાચાર કલહંસકદ્વારા સાંભળી માધવનું મકરંદની વ્હારે જવું–ગુરૂ અઘોરઘંટના વધનું વેર લેવા માટે પાછળ પડેલી કપાલકુંડલાનું એકાએક આવી માલતીને આકાશમાર્ગે ઉપાડી જવું, નિરપરાધી જીવોનું રક્ષણ કરનારી સિધ્ધેશ્વરી સૌદામીનીનું એકદમ પ્રગટ થઇ માલતીને નીચે ઉતારવું તથા કપાલકુંડલાને ઉપર અંતરિક્ષમાં ભ્રમણ કરાવવું

ટેબ્લો



# અંક ૩ જો.

**પ્રવેશ ૧**—માધવ તથા મકરંદને યુદ્ધમાંથી પાછા ફરવાની રાહ જોતા કલહંસકને માલતીને શોધવા નીકળેલી સખીઓનો મેળાપ–માધવ-મકરંદનું આગમન થતાં માલતીના ખેદજનક સમાચાર સાંભળી બંનેનું પર્વત ઉપર જવું.

**પ્રવેશ ૨**—શ્રી પર્વતની તળેટીમાં વનદેવી તથા ભાગ્યદેવીની શક્તિનો માધવ ઉપર પ્રયોગ-માલતીને શોધવા જતાં માધવનું પાષાણમય બની જવું–મિત્રની વિપરીત દશા જોઇ મકરંદનું પર્વત ઉપરથી નીચે નદીમાં પડી આત્મઘાત કરવા તૈયાર થવું નદીના જળમાંથી સૌદામીનીનું પ્રાગટ્ય-મકરંદનો અલૌકીક રીતે બચાવ.

**પ્રવેશ ૩** - રાજાના દિવાનખાનામાં નાસીપાસ થયેલા નંદનનાં રોદણાં–લગ્નમાં વિઘ્ન આવવાથી ચિંતાગ્રસ્ત થયેલા માલતીના પીતા ભૂરિવસુનું સાંત્વન–સૌદામિનીદ્વારા ભૂરિવસુ તથા દેવરાત પૂર્વે કરેલી પ્રતિજ્ઞાનું સ્મરણ–માલતી માધવના લગ્ન માટે ભૂરિવસુ તથા રાજાનો અનુમતિપત્ર

**પ્રવેશ ૪**—આશ્રમસ્થાનમાં મકરંદ તથા માધવની ચિંતા કરતાં મદયન્તિકા તથા માલતીની સખીઓ વગેરેનો પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય થતાં મકરંદનું આવી પહોંચવું–માધવના પાષાણમય બની ગયાના સમાચાર નિવેદન થતાં કામંદકીની સલાહથી સર્વનું શ્રીપર્વત તરફ પ્રયાણ.

**પ્રવેશ ૫**—શ્રીપર્વતની ગુફા આગળ પાષાણમય થઈ ગએલા માધવ પાસે સ્વજન મંડળનું આગમન--માધવની સાથે મકરંદનું પણ પાષાણમય બની જવું–મદયન્તિકાનો વિલાપ-પ્રેમને માટે પ્રાણની આહુતિ આપવાના નિશ્ચયથી સર્વનું શીખરપર ચઢવું-સૌદામિનીની સિદ્ધનાં ચમત્કારવડે કરીને માલતીનો મેળાપ તથા માધવ મકરંદનું મુળ સ્વરૂપને પામવું-દંપતિઓનો હરત મેળાપ આનંદોત્સવ--પુર્ણાહુતિ.

**શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!**

**સમાપ્ત.**



શ્રી ગણેશાયનમઃ

# માલતી-માધવ

## નાટકનાં ગાયનો.



મંગળાચરણ.

૧

સુત્રધાર-બાળાઓ—શ્રી હરિ શ્રી બ્રિજબિહારિ
મંગળ લલિત લીલા વિસ્તારી— શ્રી
નંદન નંદ આનંદ કંદ
કેશવ માધવ મુકુંદ મોરારી— શ્રી
પૂરણ પરિબ્રહ્મ રૂપ—
અચળ અખંડાનંદ સ્વરૂપ— શ્રી
ચરિત્ર પવિત્ર અતિ અનૂપ
શ્રીધર ભુધર ગોવિંદ ગિરધારી— શ્રી

૨.

બાળાઓ—પ્રેમના જુદા જુદાછે પ્રકાર
પ્રેમમાં વસી રહી પ્રભુતા સાર— પ્રેમનાં
એક પ્રેમ સાચો શ્રી હરિ પ્રતિનો છે
માપ તાત ભ્રાત મિત્ર સતી પતિનો છે

સાચો કહેવાય એજ પ્રેમ
ધરમ શુભ નેમ
જેથી તરી જવાય આ સંસાર      પ્રેમના૦

૩

સખીઓ--ગજગામિની (૨)
ગજે ચઢીને આવે
ગજ ગામિની ગજે ચઢી આવે
મંદ સુહાસિની શાણી સ્વાભાવે
ભલાભલા ભૂપાનાં ભાન ભુલાવે (૩) રે
ગજે ચઢીને૦
યૌવન મદે ભરી મદ ઘેલી
પૂજન કરવાને અલબેલી
મેળવવા ઉત્તમ વર-જે મન ભાવે (૩) રે
ગજે ચઢીને૦

૪

સખીઓ—ચાલ ચાલ ઓ અલબેલી
વળી વળી પાછું જુવે શું પ્રેમઘેલી
તારા ઉરમાં આનંદની હેલી
સાહેલી તારા ઉરમાં આનંદની હેલી
મળ્યાં હવે ભેગાં ચંપો ને ચંપેલી—ચાલ૦

**માલતી**—મારા પગનાં ઝાંઝરની ખીલી
વારે વારે પડતી ઢીલી
**સખીઓ**—ખીલી જેવી ઢીલી એવી તુંએ છે રૂડીલી .
હવે ચાલ
**માલતી**—આવીએ છીએ- ચાલ૦

૫

**માધવ**—લ્યો સુંદરી સુમનની માળા
જઈ કહેજો પ્રણામ હમારા
**લવંગિકા**—માળા નહિ પણ વરમાળા
સુંદરિ વર આ શરમાળાં
**માધવ**—મુખદર્શનથી મન ચોરી (૨)
ચિત હરી ગઈ બાળ ચકોરી
**લવંગિકા**—તમે કિશોર એ નવલ કીશોરી
મટકે મોહ્યા મટકાળા-લ્યો. સુંદરી૦

૬

**સાધુડીઓ**-પ્રભુને ભજે તે જન શાણારે
બીજા જન જાણ્યા જગમાં કહેવાતા જડ પ્હાણા
પિંડ માંહી જેવું તેવું બ્રહ્માંડે ભાળેરે
ધર્મ પોતાનો સદા સમજીને પાળેરે
જે ટાળે માયાના તાણાવાણારે- . બીજા૦

૭

સર્વ—છે નશીબ તણી ગતી ન્યારી
મનુષ્ય ત્યાં શું કરશે શું કરશે
કર્મે લખ્યું તે નહિ ટળશે
જે જેનું તે તેને મળશે—છે નશીબ૦

કામંદકી—પ્રીતિ વિના તન લગ્ન તે જાણો અગન સમાન
ભીતિ વિના મન લગ્ન તે કરે સદા કલ્યાન

સર્વ—માધવ ને રતિ માલતી મળશે
સરિતા જઈ સાગરમાં ભળશે—છે નશીબ૦

૮

કલહંસક તથા મંદારિકા— } કરો ક્રોડ ઉપાય [૨]
પણ જાતિ સ્વભાવ ન જાય
કપુર અને કસ્તુરી કેરા ઢગલા માંહી દટાય
તો પણ દુર્ગંધી ડુંગળીની ગંધ સુગંધ ન
થાય—થાય—કરો૦
કાગ પડયો સોનાને પીંજર
વિધ વિધ મેવા ખાય
તો પણ જાતિસ્વભાવે મૂરખ નર્ક જોઈ
લલચાય ર્‌હાય—કરો૦

૯

સખીઓ—રૂડી શોભા અપાર [૨]
એની જુઓ શી ઋતુરાજની
વસંતલીલા વિહારી વ્રજરાજની—રૂડી૦

રસઘેલી રતિરાધીકા રસભોગી રસરાજ
પ્રેમે રતિરસ રેલતા મદનરાજ મહારાજ
જોતી જોતી ઉભી વૃજકુંજરે
વાટ સુંદિર શ્યામની
રોતી રોતી રસીકાં અલિ ગુંજરે
કામણગારી કામિની
નયન થાકયાં નિહાળી પંથ દુર-દુર
તોય નાવ્યા મહારાજ [૨]— બેની૦
માધવને મળવા તણી રહી ન આશા ઉર
એવે વાગી સુરભરી મનહર મુરલી મધુર-રૂડી૦

૧૦

સખીઓ—કહે સખી અબોલ રહી શા સારૂ (૨)
મુખ મનોભાવ જણાવે તારૂં- કહે૦
ચુક નથી જરી ચતુરતણી પણ
ચતુરા-એ ચુક તારી [૨]
કામ કમાન ચઢાવી
કામણ કીધું કામણગારી
મન ધ્યાન ધરે તું શાનું
નહીં રહે હવે ચખ્યું છાનું

માલતી—વારૂ વારૂ
સખીઓ—વારૂ વારૂ કહી વાત ઉડાવે
નથી અજાણ્યું અમારૂં- હવે૦

૧૧

સખીઓ—રંગીલી રંગ રેલે રંગીલાની સંગે
રસીલી ખેલ ખેલે ખેલાવે ઉમંગે-રંગીલી૦

છુટી છુટી નીવીતણી ગાંઠ જે બાંધેલી
જો વછુટી હાથતણી જોડ થઈ ઢીલી
મચાવ્યો-મહાજંગ શો અનંગે-[૩] રંગીલી૦

રક્ત પ્રવાલસમ હોઠ કેવા હાલે
ચુંબન આલિંગને રોમાંચ થયાં ગાલે
નેત્ર અર્ધાં મીચેલાં
મુગ્ધ ભાવે ભરેલાં
ભીની સ્વેદે જણાય સર્વ અંગે
એ ભીની ભીની સ્વેદે જણાય સર્વ અંગે-રંગીલી૦

૧૨

મંદારિકા—જુઓ આ વર સુંદિર કેવોરે
જાણે વનના વાનર જેવોરે
રૂપ વરનું છે કેવું રૂપાળું રે
હાથ કાળા ને મોહું કાળું રે
કુલહંસક—માથે ધોળા કેશ લગાડીને મેશ
આ વેશ ભજાવ્યો કેવોરે
નંદન—નવી વહુને તે જોયા જેવોરે.

૧૩

**નવી**—નાનકડી નાજુક નાર

હું બહુ નાનકડી-બહુ નાનકડી-બહુ નાનકડી
મારા લાલાની છું લાડકડી [૨] હું લાડકડી [૩]
આંખ તણે મટકે પટકું છું લાલને

**મદારિકા**—નાની શું સમજે વ્હાલાના વ્હાલને

**નવી**—હું તો બધુએ સમજુ છું

**મદારિકા**—જાણી ભોળા ભરથાર તું-બહુ માથે ચઢી [૩]
નાનકડી૦

૧૪

**સોદામિની**—સિદ્ધિનું સાધન ધન સઘળું જાણો પરઉપકાર
પાપે પેટ ભરે તે જીવના જીવતરને ધીક્કાર

**કુપાલકુંડલા**—સિદ્ધિનું સાધન ધન સઘળું નિજ સ્વારથ મોઝાર
જે સ્વારથ નવ સાધે તેના જીવતરને ધીક્કાર

**સોદામિની**—ચંદ્ર, સુરજ, નભમંડળ તારા, પવન પહાડ
વળી સમુદર ખારા
વૃક્ષો પણ ફળ આપી જનપર કરતાં પરઉપકાર-પાપે૦

**કુપાલકુંડલા**—સૌ સ્વારથ પોતાનો સાધે, એમાં પાપ જરા
નવ વ્યાપે
અપ ચવિણ માનવ કેસ, નથ પડે ક્યાંઈ પોબાર-
જે સ્વારથ૦

**સૌદામિની**—વરસી મેઘ કરે જળધારા, ધરતી ધાન પકાવે સાર
પુન્યવાન જન પ્રાણ જતાં પણ કરતાં પરઉપકાર–પા૰૫૦

૧૫

**સખીઓ**—સખી સૌ ચાલો રે
પુલડાંથી ભરીએ કુલ છાબ
મધુર મધુર શો મોગરો મ્હેકે
માલતી વાસ સુવાસ શી ફેકે
વાસ પરસ્પર બ્હેકે– સખી.
કલિ ઉપર અલિ જો ભમે લેવા પુષ્પ પરાગ
પણ પવને પરવશ કલિ અલિ ન પામે લાગ
પુલે રૂડી પુલ છાબ ભરીશું
માળ બનાવીશું કંઠે ધરીશું
પુલના મૂળ કરીશું સખી.

૧૬

**સખીઓ**—હાંરે ખીલી ખીલી રૂડી પુલવાડી
કુલે ભરપુર છે (૩)
**માલતી**—મન મારૂં મોહનને મળવા આતુર છે
**સખીઓ**—કુમારી તારૂં કેવું અજબ પ્રેમનુર છે–હાંરે૰
**મકરંદ**—ચીત હરનારી ચતુરા ચતુર છે
**માધવ**—મધુરીની વાણી અહો કેવી મધુર છે
**સખીઓ**— .... .... .... હાંરે૰

૧૭

**માલતી**—કહો મારા નયન સલુણા શ્યામ
તમને શું કહીને બોલાવું [૨]
અનુપમ છો ઉપમા શી આપું
દેવ હૃદયમંદિરમાં સ્થાપું
આંતરના આરામ— તમને.

૧૮

**માધવ**—બતાવો કોઈ પ્રેમતણી પ્રતિમા
મનોહારી રમણી રસીલી રમા— બતાવો.
પ્રેમ ભીની જે પ્રીતિ ઉરપુરી
મુગ્ધાક્ષિ કેરી વાણી મધુરી
પ્રાણેશ્વરી પ્રિયતમા— બતાવો.
કરી પરીમોતન કેરી માળા
કંઠે ધરી વ્હાલી બકુલ માળા
પ્રાણેશ્વરી પ્રિયતમા બતાવો.

૧૯

**માલતી**—હવે ક્યાં જાઉં જીવણ મારા
**માધવ**—વાહ બોલ મધુરા શા તારા
**માલતી**—ચિત્ત રહે ભમતું (૨)
જવું નથી ગમતું (૨)
રહી સેવીશ ચરણ સદા પ્યારા— .

માધવ—કાલ મુખ કાપાલિક હાથે
મરતાં આજ ઉગારી
માલતી—જુવતિના જીવન મનમોહન [૨]
મુજને કરો તમારી
તમે છોજી નયન તણા તારા— હવે.

૨૦

ભદ્રા—દીકરી પણ દુઃખનું ઉંડું મૂળરે
દુનિયામાં દીઠું— દીકરી.
સાલે માબાપને—એ શુળરે (૩) દુનિઆમાં.
પુત્ર તણી માતા બહુ સુભાગ્યવતી ગણાય
તેમ જનેતા પુત્રીની અતિ દુરભાગી જણાય
લોકો ઉચરે છે—એ શું ભુલ [૩] રે—દુનિઆમાં.
હજો ભલે માબાપને કુંવર કુંવારા અનેક
પણ કોઇને ત્યાં નવ હશો કુંવરી કુંવારી એક
બેટા બેટીનું—જુદું મુલ [૩] રે— દુનિઆમાં.

૨૧

ભદ્રા—આવું દુહિતાનું અહિત કેમ થાય
દોહી ગાય દૂધ શ્વાનને શું પવાય— આવું.
પાળી પોષીને ઉછેરી લાડકોડથી
થાશે દુઃખી બહુ દીકરી કજોડથી
ભુરિવસૂ—માટે શું બોલ મારો જાય (૨)

૨૧

ભદ્રા—દીવો લઈ શું કુવામાં પડાય (૨)
કાગડાની કોટે માણેક ના બંધાય-- આવું.

૨૨

માલતી—સૌને સૌ સૌની પડી
કોણ પીડ પરાઈ જાણે
સહુ વહાલું સ્વારથનું સર્વે
પોત પોતાનું તાણે
દીકરી ગણના ફુટયા ઘટની ઠીકરી પ્રમાણે
દીકરા ઘરનું રાજ્ય કરે ભલે દીકરી જાય મશાણે-સૌને.

૨૩

માલતી—સખી હવે શું થાશે શું થાશે
જીવું હું તો નાથ માધવની આશે--સખી૦
તજી મર્યાદ પિતામાતાની ઉત્તર કેમ અપાશે
વાતો સઘળી મુજ અંતરની અંતરમાંહી સમાશે.
લવંગિકા-ભાગ્યવતી તુજ ભાગ્યમાંહી જે લખ્યું હશે તે થાશે
માલતી-પરવશ દીકરી ગાય ગરીબડી ભાગ્ય દોરે ત્યાં જાશે-સ૦

૨૪

માધવ—વિધિને વશ આખું જગત આ જણાય (૨)
ખાળ્યું ખળે ન કોથી થવાનું તે થાય-વિધિ૦
પૂર્વ સંબંધ પલક એકનો પંખી મેળો ભરાય
ભાગ્યબળે થઈ ભેગાં સર્વે ઉડી ઉડી આવે જાય--વિ૦

૨૫

મંદારિકા—સાચા કયાંઈ ન પાછા પડશે
જુઠા જન-જખ મારશે [૩] સાચા૦
જુઠાણું જુઠાને નડશે
અંતે જુઠા હારશે- જખ૦

કલહંસક—વિપરીત ચાલ જગતમાં ચાલે
પાપી અધર્મી સુખમાં મ્હાલે

મંદારિકા—ધર્મીને પ્હેલું દુઃખ સાલે
પણ પુંઠળ--એ તારશે (૩)
સોનાને સઘળા કોઇ તાવે
કરી કસોટી ખુબ તપાવે
દુર્જન વિણ કીંમત સજ્જનની જગમાં
કોણ વધારશે-.જખ૦

૨૬

માલતી—મરણ પણ મોંઘું થયું મોંઘું મારે આજ
હું પારે આવી માંગું મા રાખો મારી લાજ—મ૦

લવંગિકા--ડાહી દુઃખથી શીદ કંટાળે વ્યર્થ વિચાર કરી જીવ બાળે
એ શાણી થવાનું તે થાય મોત વિના ન મરાય

માલતી—શે જીવાય! શે જીવાય! શે જીવાય—મરણ૦

લવંગિકા--તન મન કે ધનના દુઃખે કંઇ જણ મરવા ચ્હાય
માંગ્યા મોત મળે નહીં મોત વિના ન મરાય—
હું પારે૦

૨૭

**નંદન**—અરે ગોરી ઘુંઘટપટ ખોલો [૨]
જરા મુખડું હસાવી કાંઈ બોલો--અરે૦

**મકરંદ**---લે....લે....લે

**નંદન**—નવી તારો માર પણ લાગે મધુરો

**મકરંદ**—પાસે આવ પાપી હું કરૂં તને પુરો
લે....લે....લે....

૨૮

**મદયંતિકા**—હવે એ થઇ મારી ભોજાઈ લાડવાઈ
ભોજાઈ લાડવાઈ
થાય મારો ભાઈ એનો બાપનો જમાઈ

**લવંગિકા**—જોયા જોયા તારા ભાઇ
કાઢી મજાની ભવાઈ

**મદયંતિકા**—બની નણદી હું નાની કરૂં એથી સવાઇ
ભાભી ? ઓ ભાભી ? ભાભી ?–હવે૦

૨૯

**મદયંતિકા**—ભાભી મારાં કહ્યાં ડમરાં
શા માટે રીસાઓ–તમે શા માટે રીસાઓ

**મકરંદ**—ઓ નાની નણદી આવો,

**મદયંતિકા**—આ કોણ ?

**મકરંદ**—તારો પ્રાણ,
હવે શા માટે શરમાવો (૨)–ઓ નાની૦

૩૦

મંદારિકા—ડાહ્યા ડાહ્યા દુનિયાના ડાહ્યા લોક
દોઢડાહ્યા પાણી પીને ઘર પુછે

કલહંસક - પાણી પીને ઘર પુછે
વળી હાથ દે છે મુંછે— ડાહ્યા૦
હતે પોતે નવ રીઝે
હિતનું કહેતામાં ખીઝે

૩૧

મંદારિકા- હાંહાંરે મને ઠગી ઠગી મને ઠગી
ઠગારે મને ઠગી જાણીને ભોળી નાર

કલહંસક ખોટા બોલી શાને ખુવે છે ભાર

મંદારિકા--આ છે ખોટો કરાર

કલહંસક- ખોટો ખોટો ?

મંદારિકા—હા ખોટો........મને ઠગી

મકરંદ- અંતર પ્રેમ વિના બધા નિષ્ફળ કોલકરાર
એ વીણ કો દંપતી તણો નવ સુધરે સંસાર—
આ છે ખોટો કરાર.

૩૨

લવંગિકા-સજની સાચુ સુખ ક્યાં છે સંસારમાં!

માલતી સુખ પ્રેમદાનું પ્રિતમના પ્યારમાં

**લવંગિકા** ખાવા પકવાન રૂડા વસવા આવાસજો
વ્હાલાના વ્હાલ વિના વ્હાલી ઉદાસજો
ગાળે દિનરેન એ વિચારમાં
**માલતી** સુખ પ્રેમદાનું પ્રિયતમ પ્યારમાં-- સજની.
**લવંગિકા** ભાગ્યવતિ બહુ ભોગવે મનમાન્યા સુખભોગ
**માલતી** તૃપ્તિ તેથી ના વળે વિણ સુખકર સંયોગ--સજની.

૩૩

**લવંગિકા-સખી**-અલી કોયલડી ટહુકા કરજે (૨)
ટહુકી માધવનું મન હરજે (૨)
છાની છાની વાતો કરજે
ગુણિયલના ગુણ ગાજે ગરજે
રીત પુલવતીની આચરજે
મનમાં બહુ મગન થઈ ફરજે

૩૪

**માધવ**---બોલો બોલો બોલો મીઠી કંઇ
બોલ મીઠા મીઠા આજ સુણાવો
બોલ મીઠા મીઠા આજ સુણાવો
શાણી હવે શીદને તરસાવો-- બોલો.
લઇએ અનુપમ સુખનો લ્હાવો
અંતર પ્રેમની જ્યોતિ જગાવો-- બોલો.

છેક નમેરાં આમ શું થાઓ
પ્રેમ સુધારસ પીઓને પાઓ-- બોલો.

૩૫

**માલતી**--સખી કેમ જાવા દઉં
કેમ જાવા દઉં એ પુલમાળા
વાલમ બહુ લાગે વ્હાલા [૨]

**માધવ**--વાહ બોલ કેવા કાલા

**લવંગિકા**--ત્યારે આ શું ઢોંગ ઢાલા

**માલતી**--નવ થાવા દઉં દુર થાવા દઉં પુલમાળા
એ પુલમાળા--વાલમ બહુ લાગે વ્હાલા (૨)

૩૬

**માલતી**--માળા જપું છું તમ નામની રંગીલા છેલા
દાસી તમારી બે બદામની આવો અલબેલા
મોહનજી છો મદઘેલા
પુજુ હું તમને પ્હેલા
સેવા કરૂં હું સુંદિર શ્યામની રંગીલા છેલા--માળા.

૩૭

**માધવ**--ભાગ્યની અકળ કળા ન કળાય
દશાના રંગ નવા બદલાય-- ભાગ્ય૦

ભાગ્યહીનને ભોજન મળતાં
વમન કરાવે ગળતાં ગળતા
અભાગીઆને અમૃત પાતાં
વિષ તુલ્ય થઈ જાય— દશાના.

૩૮

**વનદેવીઓ**—કરે શીદ વ્યર્થ અરે પોકાર
અમારી સત્તા અપરંપાર
કો જીવ આશ્રય કરી અમારો
નહીં ભુખે મરનાર
ફળફુલ પાનવડે પોષીને [૨]
જીવાડીએ જીવસાર— અમારી.

**ભાગ્યદેવી**—મુજ કૃપાવીણુ ભુખ્યા જીવને
નહીં ભોજન મળનાર
ખાધેલાં અન્ન જળ ઓકાવી [૨]
કઢાવું પાછાં બહાર
શ્રેષ્ટ સૌથી મારો અધિકાર

**વનદેવીઓ**—નવીન વસ્તુ નીપજાવી કરીએ
નિત નિત પરઉપકાર
ધન સંપત મેળવતાં જન સૌ (૨)
કરી વણુજ વ્યાપાર— અમારી.

૩૮

**ભાગ્યદેવી**—મારી યારી વીણ વ્યાપારીના
વ્યર્થ વાણિજ વ્યાપાર
નિર્ધનને ધનવાન બનાવું [૨]
ઘર બેઠા નિરાધાર    શ્રષ્ટ.

૩૯

**માધવ**—વિયોગનું દુઃખ મહા વિધિ ક્યાંથી જાણે
દુષ્ટ એ વિધિને જગત વ્યર્થ છો વખાણે    વિ.
કીધા પ્રયત્ન કોટી કામ એક ના આવ્યો
આ શો તમાશો અજબ ગજબ તેં બનાવ્યો
પોતે કુસંગે સુખ પ્રિયાની સંગ માણે-    વિ.

૪૦

**સૌદામિની**—અમે તમે જુદાં થતા નથી
સૌ જાયાં માયા જનેતાનાં (૨)
કોણ પોતાનું કોણ પરાયું
સૌ બાળ એક પિતાનાં    અમે.
સૌમાં આત્મારામ વસે છે
એ વિણ ઠામ ન એક દીસે છે
મારૂં તારૂં એ ભેદ નકામો
સૌ જણ્યા માયા જનેતાના
સૌ બાળક એક પિતાના    અમે.

વિશ્વ કુટુંબ પરિવાર અમારે
વિશ્વ જીવન આધાર અમારે
અમે જગતનાં જગત અમારૂં
સૌ જણ્યા માયા જનેતાનાં
સૌ બાળક એક પિતાનાં                    અમે.

૪૧

મદયન્તિકા હું નિરભાગી હું નિરભાગી
બહુ ભાગ્ય કઠન છે મારૂં
મન નહીં સંસારી નહીં ત્યાગી
હું તો નાથનું નામ ઉચ્ચારૂં
સર્વે—નાથ નિરંજન રૂપ કહાવે
સતી ભક્તિપતિની કરે ભાવે
વિપત તાપથી પ્રતાપ પ્રગટશે
શાણી થશે શુભ ન્હારૂં
મદયન્તિકા—હું તો નાથનું નામ ઉચ્ચારૂં.        હું નિરભાગી.

૪૨

સર્વે—કોને ખબર છે કાલની
કહો ભાઇ કોને ખબર છે કાલની
કરો વાતો આકાશ ને પાતાલની
ચંચળ છે સુખ દુઃખ સંસારે પલક પલકમાં ચળતાંજી
મોભે પડીયાં નેવ તણાં જળ ઢળ જોઈને ઢળતાં
તોએ કરતાં રતીમાં ભુલ વાલની                    કહો.

૪૩

સર્વે— પ્રેમ એજ પ્રેમીનું કારણ
પ્રેમ રસાયણ પ્રેમીનું
પ્રેમ એજ પ્રેમીનું તારણ
વ્યર્થ જીવન છે વ્હેમીનું
ઉત્તમ પ્રેમ જગત ઉદ્ધારણ
મલિન વાસનાનું છે મારણ
પાપ ઓઘનું પ્રેમ નિવારણ
સરે કાર્ય શુભ નેમીનું પ્રેમ.

૪૪

સર્વે પ્રેમીને વિયોગે શું સુખ રૂપ છે
પ્રાણુની આહુતી એ પ્રેમનું સ્વરૂપ છે
**મદયન્તિકા**-માતંગો પ્રેમ માટે કીચડમાં કળે છે
પતંગો પ્રાણુ આપી દિપકમાં બળે છે.
સર્વે - પ્રેમતણાં ભિન્ન ભિન્ન રૂપ અનુપ છે પ્રાણુની.
**કામંદિકા**-ડુબકી મારી જળ મહીં પહોંચે જઈ પાતાલ
પ્રેમ મોતી એમ સાંપડે માથા સાટે માલ
**મદયન્તિકા**--જે પ્રેમીજનનાં ઉર પ્રેમે ભરપુર છે
નામ અમર તેના મુલક[માં] મશહુર છે
સર્વે—પ્રેમ તણાં ભિન્ન ભિન્ન રૂપ અનુપ છે- પ્રાણુની.

૪૫

સર્વે — આનંદ મંગલ વર્ત્યો આજે

સત્ય પ્રેમનો સાર લહ્યો

દંપતિમિત્રનો થયો સમાગમ

વિધિતણો શ્રમ સફળ થયો

કલેશ કુસુંપ જજો ટળી સૌના

જન સમાજમાં સંપ હજો

માગ્યા મેહ વરસજો સઘળે

સૌ જીવનું કલ્યાણ થજો. આનંદ.

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥



# જાહેર ખબર.



અમારી કંપનીના નીચલાં નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીંમતે રોકડથી અથવા વેલ્યુપેબલ પાર્સલથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કીંમત. |
|---|---|
| માલતી-માધવ .... ... .... | ૦ ૬ ૦ |
| શુકદેવજી .... .... .... .... | ૦ ૬ ૦ |
| મુદ્રાપ્રતાપ .... .... .... .... | ૦ ૬ ૦ |
| પિતૃભક્ત પ્રભાકર .... .... .... | ૦ ૪ ૦ |
| માયા મોહિની .... .... .... | ૦ ૪-૦ |
| સાગર-સરીતા .... .... .... | ૦ ૪ ૦ |
| અમરકુમાર .... .... .... .... | ૦ ૬ ૦ |
| સ્નેહ સુધા .... .... .... .... | ૦-૪-૦ |
| અનંગપદ્મા .... .... .... .... | ૦ ૪-૦ |
| કુંજબાળા .... .... .... .... | ૦-૪ ૦ |
| રાજ્ય ભક્તિ .... .... .... | ૦-૪-૦ |
| બુદ્ધિ ચાણક્ય .... .... .... | ૦-૪-૦ |